## ખંડ : ૨

## પ્રકરણ : ૮

### કબીર

ભારતીય સંતસાહિત્યની સર્જકમૂર્તિઓમાં કબીરનાં જીવન વિષે ઘણી અનિશ્ચિતતા છે. એના જીવનચરિત્ર માટે બહુધા દંતકથાઓ ઉપર જ આધાર રાખવાનો છે. જન્મ અને મૃત્યુના સમય અંગે પણ એટલો જ મતભેદ છે. આ સંબંધે જે કંઇ પ્રાપ્ત છે તે મહદંશે કિંવદંતીઓના આધારે લખાયું છે. પણ એનું જીવન જેટલું લોકપ્રિય ને વિખ્યાત છે, એટલું જ એનું ભજનસર્જન સર્વકાલીન આધ્યાત્મિક અનુભૂતિઓના તેજે ઝળહળતું છે. અન્ન, પ્રાણ, મન, વિજ્ઞાન અને આનંદના કોષને સંતર્પક એવી, ભજનિકની વાણી અધિમનસમાંથી જ પ્રાદુર્ભૂત થઇ હોય એમ લાગ્યા વિના રહેતું નથી. – કબીરનું ભજન-દર્શન એના આધ્યાત્મિક અનુભવમાંથી અનાયાસ પ્રકટયું છે. એટલે જ કબીરનાં ભજનો ભારતના પ્રાંતપ્રાંતના વાતાવરણ સાથે સમરસ બન્યાં છે. અને લોકોનાં હૃદયધન બની ગયાં છે. ગુજરાત અને ગુજરાતી ભજનસાહિત્ય કબીરનાં રંગે પુષ્કળ રંગાયું છે.

ગુજરાતમાં કબીરનાં ભજનોમાં હિંદી-ગુજરાતી મિશ્ર પ્રયોગો થયા છે, પણ એના ભાવ અને અર્થ-કથયિતવ્ય તો એનું એ જ અસલનું જ રહ્યું છે. કબીરનાં ગુજરાતી ભજન કયારેક તો આપણે પારખી પણ ન શકીએ એટલાં પૂર્ણપણે મૂળ હિંદી ભજનો ઉપરથી માત્ર રૂપાંતરિત થઇને આવ્યાં છે. ગુજરાતી ભજનસાહિત્યમાં કોઇ ક્લિષ્ટ હિંદી પ્રયોગો આવતા નથી. એમાં કબીરના સર્જને તો ભાણ, રવિ, ખીમ, મોરાર, જીવણ, ત્રિકમ જેવા નિરંજની ઉપાસકોને પ્રેરણા આપી છે અને એ ઉપાસકોએ કબીરનું પ્રતિક્ષણ સ્મરણ કરાવે એવું ભજનસર્જન કર્યું છે.

આમ ગુજરાતમાં "આપણે ત્યાં કબીરની નિરંજની ઉપાસનાનો આંબો ભાણ સાહેબે વાવ્યો. એક પછી એક રવિ – ખીમ મોરાર જેવા સદ્‌ગુરુઓના સીંચને આંબો ઘટાટોપ જામ્યો. પણ આશ્ચર્ય તો એ કે

આ મહાવૃક્ષની ટગલી ડાળે ફળ આવ્યું તો એ મધુર ભકિતનું દાસી જીવણરૂપે, જાણે રાધિકાનું હૃદય ઝુલવા લાગ્યું । બીજી રીતે કહીએ તો ભાણસાહેબે "શૂન્યમહલ"નો દીવો પેટાવ્યો. રવિસાહેબે નિર્ગુણ સેજ બિછાવી અને આ પરંપરામાં છેવટે આ નિર્ગુણ સેજ પર જીવતાજાગતા મોહનવરને પધરાવ્યા."[1] આમ કબીરની અસર નીચે ગુજરાત ગૌરવ લઇ શકે એવું મૌલિક ભજનસાહિત્ય પાંગર્યું છે. ભજનસ્વરૂપમાં અવળવાણી ચેતાવની, કટારી જેવાં સ્વરૂપો તો ગોરખનાથ ને મહદંશે કબીરની ભજનપરંપરાનું ગુજરાતમાં પુરઃસરણ છે.

કબીર ગુજરાતને મન પરાયા નથી રહ્યા. ગુજરાતે એની ભજનકલાને પૂર્ણપણે અપનાવી લીધી છે. એટલે ગુજરાતનાં ભજનોનો અભ્યાસ કરતાં કબીરની અસરનું અવશ્ય મૂલ્યાંકન કરવું પડે છે.

ચૌદહ સૌ પચપન સાલ ગયે, ચંદ્રવાર એક ઠાઠ ઠયે
જેઠ સુદી બરસાયત કા, પુરનમાસી તિથિ પ્રગટ ભયે
ઘન ગરજે, દામિનિ દમકે, બુંદ બરસે ઝર લાગ ગયે
લહર તલાવમેં કમલ ખીલે, તહ કબીર ભાનુ પ્રગટ ભયે.

જન્મ સમયની માહિતી આપતું આ પદ કબીરના પટશિષ્ય અને ઉત્તરાધિકારી ધર્મદાસનું કબીરસંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. આ પરથી સં. ૧૪૫૬ ને જેઠ સુદી પૂર્ણિમાનો કબીરનો જન્મ ઘણા અભ્યાસીઓને માન્ય છે.[2]

---

૧. મકરંદ દવે – "કવિતાને મર્મદ્વારે"
"કવિતા", ઓગષ્ટ ૧૯૬૮ પૃ: ૩૩

૨. "કબીર ગ્રંથાવલિ" શ્રી શ્યામસુંદર. "હિન્દી સાહિત્યકા ઇતિહાસ" – શ્રી પંડિત રામચંદ્ર સુકલ. "કબીર કસોટી"–કબીરનાં સંવત ૧૪૫૫ સં. આપે છે. "કબીર સંપ્રદાય" – શ્રી કિસનસિંહ ચાવડા. ૧૯૩૭ પૃ. ૭–૧૦ "કબીર એન્ડ કબીર પંથ" – રેવરંડ વેસ્કટે.

કબીરના મૃત્યુસમય અંગે પણ બે તિથિઓનો ઉલ્લેખ થયો છે:

૧. સંવત પંદ્રહ સૌ પાંચમેં, મગહર કિયો ગમન,
   અગહન સુદી એકાદશી, મિલે પવનમેં પવન

૨. સંવત પંદ્રહ સૌ પછતર, કિયો મગહર કો ગવન,
   માઘ સુદી એકાદશી, રલો પવનમેં પવન.

— આમાં સં.૧૫૦૫ અને સં.૧૫૭૫ એવો વિરોધાભાસી ૭૦ વર્ષનો ગાળો જ્યોતિષ ગણનાએ અસ્વીકાર્ય બને છે. છતાંય કેટલાંક અનુમાનો પ્રમાણે સં.૧૫૭૫ ને કબીરનો મૃત્યુ સંવત માનવા કિસનસિંહ ચાવડા તૈયાર થાય છે. તો એમને મતે કબીરનું આયુષ્ય ૧૧૯ વર્ષનું ઠરે.

કબીર હિંદુ વિધવાના પુત્ર હતા, અને જુલાહ :વણકર: જાતિના દંપતિએ એમને ઉછેરેલા હતા; તેઓ જીવનમાં ગૃહસ્થ રહ્યા હતા, ઇ. દંતકથાઓ પ્રચલિત છે. કબીરના જ કેટલાક ઉલ્લેખોએ આ દંતકથાઓને પુષ્ટ કરી છે.

"જાતિ જુલાહા મતિ કો ધીર હરષિ ગુણ રમૈ કબીર."
"મેરે રામકી અભેપદ નગરી કહે કબીર જુલાહા."
"તૂ બ્રાહ્મન, મૈં કાસીકા જુલાહા."
"પૂરબ જનમ હમ બ્રાહ્મન હોતે લો બે છે કરમ તપહીના
રામદેવકી સેવા ચુકા પકરિ જુલાહા કીના"

કિશનસિંહ ચાવડા એમના જન્મની એક લોકવાર્તા નોંધે છે. "કાશીમાં એક સાત્ત્વિક બ્રાહ્મણ રહેતો હતો અને એ સ્વામી રામનંદજીનો મોટો ભક્ત હતો. એને એક વિધવા પુત્રી હતી. એ પુત્રીને લઇને એક દિવસ એ સ્વામીજીને દર્શને ગયો. પ્રણામ કર્યાં પછી સ્વામીજીએ કન્યાને પુત્રવતી થવાની આશિષ આપી. બ્રાહ્મણે ચોંકીને જ્યારે પુત્રીના વૈધવ્યના સમાચાર કહ્યા ત્યારે સ્વામીજીએ કહ્યું: મારું વચન તો મિથ્યા નહીં થાય. પણ એટલું થશે કે એ કન્યાનો પુત્ર તેજસ્વી અને મહાપ્રતાપી થશે."

આવી દંતકથા પાછળ કબીરના લોકચર્ચાત્મક બ્રાહ્મણત્વને ગૌરવાન્વિત કરવાનો આશય હશે. કોઇનો ત્યજાયેલો પુત્ર કાશીના લહર તળાવના કિનારેથી નિઃસંતાન મુસલમાનો દંપતી નીરૂ ને નીમાની નજરે પડે, ને એ ઊછરતાં યૌવનાવસ્થા પામે અને રૂપવતી વેરાગી કન્યા લોઇને પરણે, એને કમાલ અને કમાલી એમ પુત્રપુત્રી થાય– આ બધું દંતકથાની વિગતો છે. છતાંય કબીર લગ્નસંબંધી ક્યાંક ઉલ્લેખ છે કરે છે; એ પંક્તિઓ કબીરકૃત કે અન્યની એવો પ્રશ્ન પણ કરી શકાય.

નારી તો હમ ભી કરી, જાના નહીં બિચાર.
જબ જાના તબ પરિહરિ, નારી બડી વિકાર.

વળી લોઇના સંબોધનથી યુકત એવી પંકિતઓ અને ભજનો પણ મળે છે. આથી કેટલાક લોઇને એમની શિષ્યા માનવા પ્રેરાયા છે.

"રે યામેં કયા મેરા કયા તેરા,લાજ ન મહહિ કરત ઘર તેરા."
"કહત કબીર સુનહુ રે લોઇ હમ તુમ બિનસિ રહેગા સોઇ."

કેટલાંક કબીરની નારીઘૃણાને લક્ષમાં લઇને માને છે કે એ બ્રહ્મચારી હતા, લોઇ એમની શિષ્યા હતી ને કમાલ – કમાલી તો અન્યનાં બાળકો એમણે ઉછેરેલાં. અહીં એમ પણ પ્રશ્ન થાય કે નીચેના જેવા નારીના અનુભવો કબીરે કેવી રીતે ગાયા હશે? એની ભૂમિકા શી હશે?

નારી નસાવૈ તીન ગુન, જો નર પાસે હોય,
ભકિત, મુકિત નિજ ધ્યાનમેં પૈઠિ સકે નહીં કોઇ.
નારી કી ઝાંઇ પરત, અંધા હોત ભુજંગ
કબીર તીનકી કૌન ગતિ નિત નારીકો સંગ.

કબીરના ગુરુ કોણ હતા? કેટલાક એમ માને છે કે કબીર રામનંદના શિષ્ય હતા. આ શિષ્યત્વ કબીરને કઇ રીતે મળ્યું હશે? રામાનંદે કબીરને શિષ્ય તરીકે સ્વીકાર્યા હશે, કે કબીરે પોતાના મનથી જ રામાનંદને ગુરુસ્થાને સ્થાપ્યો હશે?— આ સંબંધે કબીરનાં કથનો જ જોઇએ.

"ભકિત લાચર ઉપજો લાયે રામનંદ
પરગટ કરી કબીરને સાત દીપનો ખંડ"

"ચૌરાસી અંગ કી સાખી, ભક્તિ કા અંગ,
કાશીમેં હમ પ્રગટ ભયે હૈ રામાનંદ ચેતાવે."[૩]
"કાશીમેં કિરતિ સૂન આઇ કબીર મોહિ કથા બુઝાઇ
ગુરુ રામાનંદ ચરણકમલ પર ધોબિન દીની બાર"[૪]

અહીં એક વાત નિશ્ચિત છે કે રામાનંદના સિધ્ધાંતો અને જાતિપાંતિના અભેદની વિચારસરણી કબીરે સ્વીકારી છે. એ એમની વચ્ચેના ગુરુ-શિષ્યસંબંધોની ધોતક હશે?

જન્મસ્થળ, ગુરુ અને શિષ્યત્વ સંબંધી એક સાખી કબીરના જીવન પર મળે છે :

કાશીમેં પ્રગટે દાસ કહાયે નીરૂ કે ગૃહ આયે,
રામાનંદ કે શિષ્ય ભયે ભવસાગર પંથ ચલાયે.[૫] — ધર્મદાસ

આમ કબીરના ગુરુ સંબંધે હિંદુઓ રામાનંદ હતા એવું માનવામાં કબીરની પંક્તિઓ અને શિષ્યોએ ગાયેલી સાખીઓ આધારરૂપ છે. વળી કબીર અંગે અકબરના સમકાલીન ફારસી તવારીખકાર "મુહસિન ફની કાશ્મીર-વાળા"નો નીચેનો ઉલ્લેખ જુઓ: : "કબીર જોલાહે એકેશ્વરવાદી થે. કોઇ અધ્યાત્મિક પંથ — દર્શક મિલે, ઇસ ઇચ્છાસે વે હિન્દુ સાધુઓ ઔર મુસલમાન ફકીરો દોનોં કે પાસ ગયે; ઔર અંતમેં જૈસા કહા જાતા હૈ રામાનંદ કે શિષ્ય હુએ"[૫]

આમ માની શકાય છેકે મુસલમાન ઓલિયાઓ પાસેથી પણ કબીરે ધર્મમૂલ્યોનું રહસ્ય પામવાનો પ્રયત્ન કર્યો હશે. સૂફીવાદની અસર પણ એ રીતે જ આવી હશે. પરિણામે કેટલાક મુસલમાનોની માન્યતા છે કે કબીર શેખ તકીના શિષ્ય હતા. અલબત્ત, આ સંબંધે

૩. કબીર શબ્દાવલી ૨ પૃ: ૬૧ ૪. કબીર કસોટી પૃ: ૫.
૫. કબીરસંપ્રદાય — એજન પૃ: ૧૫૯
૬. સરખાવો એજન પૃ: ૧૫.

આ સંબંધે "કબીરસાહેબનાં વચનો" અને એમના જ ગ્રંથોમાંથી એક પણ - પ્રમાણ મળતું નથી, એટલે આ કિંવદન્તી બહારના લોકોએ ઉપજાવેલી અને ઘણે અંશે મુસલમાન લેખકોના કથનને આધારે પ્રચલિત થયેલી છે. એને ઐતિહાસિક પ્રમાણ નથી.[૬]

એવી દંતકથા છે કે કબીર રામાનંદની પાસે પોતે યવન હોવાના ભયથી જતા નહોતા. પણ એમણે ગુરુને મળવા એક યુક્તિ કરેલી. સ્નાન કરવા ગંગાકિનારે જતા ગુરુના માર્ગ પર તે સૂઇ ગયા હતા, અને ઘાટના પગથિયા પર કબીરના દેહને પગ અડતાં જ રામાનંદ "રામ રામ" બોલ્યા હતા. આ રામમંત્ર કબીરે જીવનમાં ઉતારેલો. વધુમાં એમ કહેવાયુ છે કે જ્યારે રામાનંદે કબીરને પૂછ્યુ કે તને મેં કયારે ગુરુમંત્ર આપ્યો, ત્યારે ઉત્તરમાં ગંગાકિનારાનો પ્રસંગ કબીરે કબીરે કહ્યો હતો. અને એ ~~કહેતાં જ રામાનંદ~~ સાંભળતાં જ રામાનંદ કબીરને ભેટી પડેલા.

"જાતિ પાંતિ પુછે નહી કોઇ, હરિકો ભજે સો હરિકા હોઇ."

એ રામાનંદની ભક્તિભાવના સાર્થક બની છે. એનો ધ્વનિ કબીરે ગાઇને નિરંજન સ્વરૂપની સનાતનતા વ્યક્ત કરવા માંડી. રમૈની ઉલટવાંસી - અવળવાણી, ચેતાવની જેવાં ભજનસ્વરૂપો ખેડ્યાં છે. કબીરને સિકંદર લોદી તરફથી જુલ્મો સહેવા પડયા હતા એવા ઉલ્લેખો તેમણે ભજનોમાં કર્યાં છે. એમના પર પોતાને ઇશ્વર માનવા અંગે મુકદ્દમો ચલાવવામાં આવેલો, ને ત્રણ વાર હાથીના પગતળે કચરાવવાના પ્રયત્નો થયેલા. પણ ત્રણે વખત કબીરને જોઇને જ હાથી ભાગી ગયેલો:

> અબ કહો મેરે ગોવિંદ તુમ્હારા જોર કાજી વકીલા હુસ્તિખોર.
> બાંધી ભુજા ભલૈ કરિ ડારયો, હસ્તી કોપિ મૂંડ મેં માર્યો.
> ભાગ્યો હસ્તી ચીસાં મારી, વા મૂરતિ કી મૈં બલિહારી.

---

૬. સરખાવો એજન પૃ: ૧૫.

કબીરનું જીવન કાવ્યમય હોતાં આ ઘટનાઓ એક દૃષ્ટિએ સંતજીવનની મહેક જેવી છે. સર્વધર્મની સમભાવી જીવનકલા આત્મસાત્ કરીને નિર્ગુણને ગાવાનો અજવાળો ઇલમ એણે પ્રાપ્ત કર્યો છે. હિંદુ અને મુસલમાન પ્રજાના હૃદય પર કબીરે એવી તો મોહિની છાવરી હતી કે એના મૃત્યુદેહને એના હિંદુ શિષ્યો અગ્નિસંસ્કાર માટે ને મુસ્લીમ શિષ્યોએ કબરમાં દાટવા માટે ઝગડો કરેલો. ત્યાં તો મૃતદેહ ઉપરની ચાદર અચાનક ઊઘડી જતાં શબને બદલે ફૂલનો ઢગ ચમત્કારરૂપે દેખાયો। આ ઘટના સૂચક ગણી શકાય – નશ્વર માનવદેહને સ્થાને સુવાસિત ફોરમવાળાં ફૂલો સમું કબીરસાહેબનું જીવન હતું અને એવું જ સુરભિત એમનું ભજનજીવન હતું।એ તિમ નિધિનાં બંને સ્થળોએ આ નિર્ગુણ "સત્યનામ", પરમપવિત્ર આત્માના સ્મારક રૂપની સમાધિ અને "કબીરચોરા"ના નામે મગહરમાં પ્રસિધ્ધ છે. આમ કબરની સમાધિ કબીરપંથીઓનું યાત્રાધામ બને છે. કબીરને પોતાનો સંપ્રદાય સ્થાપવો નહોતો; તેમના મૃત્યુ પછી જ કબીર સંપ્રદાય સ્થપાયેલો.

કબીરનો અક્ષર દેહ પણ એના નશ્વરદેહ જેટલો જ ભક્તિભીનો અને અદ્ભુત આધ્યાત્મિક સત્યોથી સભર છે. એ અભણ જનો માટે એક બહુશ્રુત જ્ઞાનનિધિ છે.

"મસિ કાગજ છુવો નહીં, કલમ ગહો નહીં હાથ,
ચારિઉ જુગકા મહાતમ કબીરા મુખહિ જાનત બાત."

આવી બહુવિધ ક્ષેત્રોમાં વિહરતી આત્મસૂઝ લગભગ ૭૫ ગ્રંથોમાં તેમણે દાખવી છે. જો કે આમાંના કેટલાક ગ્રંથોનું એમનું કર્તૃત્વ સંદિગ્ધ છે, અને કેટલાક દુર્બોધ લાગે છે. છતાંય બીજક, આદિગ્રન્થ, બ્રહ્મનિરૂપણ, રમૈની અને શબ્દાવલી એ કબીરની પ્રમુખ સર્જનસમૃદ્ધિ છે. એમના અમૂલ્ય આધ્યાત્મિક વારસારૂપ છે, અને મધ્યકાલીન ભારતની સંસ્કૃતિની લાક્ષણિક મુદ્રા છે.

ક્યારેક તો તત્ત્વજ્ઞાન અને કવિતાનું સંમિલન સધાયું છે. પણ કબીરની સાચી પ્રતિભા તત્ત્વજ્ઞ અને ભક્ત તરીકેની જ છે. આપણી આધ્યાત્મિક

સંપત્તિનો વારસદાર કબીર હોવાથી એની વાણીમાં પયગંબરી રણકો છે. નિર્ગુણની ઉપાસના એમણે વૈદિક સંસ્કૃતિમાંથી આત્મસાત્ કરી, એ ઉપરાંત મુસ્લીમ સૂફીવાદનો ઉન્મેષ એમણે ઝીલ્યો છે. આમ વિશાળ દૃષ્ટિએ એમની પ્રતિભાનું હાર્દ અવલોકીએ તો એ મધ્યકાળનો એક મહા સમર્થ સુધારક છે, એકેશ્વરવાદી કે બ્રહ્મવાદી છે. પ્રજા અસ્મિતાનું ગૌરવ કરતા હોય એમ કબીરે સમકાલીન વટાળ પ્રવૃત્તિથી હતાશ થયેલી લોકલાગણીને ભાવાર્દ્ર ભક્તિગીતોથી અતૂટ શ્રદ્ધા ને પ્રબળ પ્રતિકારની પ્રેરણા અર્પીને હિંદુ-મુસ્લીમ ધર્મભાવનાની એકેશ્વરવાદી જ્યોતિ પ્રકટાવી અને ભક્તિમાર્ગનું ફલક વિસ્તૃત કર્યું છે. કબીર ભારતીય સંસ્કૃતિના મધ્યકાળનું એક અમર ઇતિહાસપૃષ્ઠ છે.

કબીરના અક્ષરદેહે ગુજરાતી ભજનસાહિત્યને ૧૮મી સદી સુધી તો ઘનિષ્ઠ અસરથી છાઇ દીધું હતું. કબીર સાથે જ દાદૂ, ચમાર રઇદાસ, સદનો કસાઇ, સેના વાળંદ જેવા સંતોની વાણી પણ ગુજરાતમાં પ્રસરી ચૂકી હતી. છતાંય કબીરની જેમ ચિરંજીવ ભજન ગાવાના કોડ – ગુજરાતના ભજનિકોએ સેવ્યા હતા. આમાં નરસિંહ, મીરાં, અખો, ધીરો, નિરાંત, ભોજો, બાપુસાહેબ, ભાણ, ખીમ, રવિદાસ, ત્રિકમ, મોરાર, હોથી જેવા અનેક ભજનસર્જકો પર કબીરની સીધી કે આડકતરી અસર પડી છે એમ લાગ્યા વિના રહેતું નથી. લગભગ ૧૭મી સદીમાં તો કબીરનો નિરંજની સંપ્રદાય ગુજરાતમાં ભાણદાસે પોતાની ભાણફોજથી જીવંત કર્યો હતો. પરિણામે ગુજરાતનું ભજન માત્ર શુષ્ક વૈરાગ્ય, જીવનની અસારતાનું કલ્પાંત માત્ર નહોતું પણ આત્મસમાધિના સૂરનું સર્જન બની રહ્યું હતું. એમાં નિરંજનનો અલેક, વિરહાકુલ આત્માનું પ્રેમલક્ષણાત્મક સૂફીવાદી આક્રંદ, અને બ્રહ્મદર્શનની તાલાવેલી હતાં. ભજન શરણાગતિ, મસ્તી, આનંદ – ઉદ્રેક અને પ્રભુવિરહનું ગાન ~~[illegible]~~ એ કાળે બની ચૂક્યું હતું. આમ કબીર-સંપ્રદાયે અને એ સંપ્રદાયમાંના કેટલાક શિષ્યોએ પોતાના નામે પણ પંથ ચલાવીને કબીરની વાણીને અમર કરી હતી અને એ બધાની

છાયા પણ ગુજરાતના ભજનસાહિત્ય ઉપર પુષ્કળ પડી છે.

કબીર ગુજરાતમાં આવ્યા હતા એમ નિશ્ચિતપણે સ્વીકારી શકાય તેમ નથી; છતાંય વિદ્વાનોનું માનવું છે કે "ગુજરાતમાં એના ભ્રમણના સેંકડો પુરાવા પડ્યા છે. ગુજરાતમાં કબીર સાહેબ સં. ૧૫૬૪માં આવ્યા હતા, એમ ગુજરાતના કબીરમંદિરના મહંતોના જૂના પંજા જોતાં લાગે છે. અને કબીરવડ આગળ લખેલો સંવત પણ આ સંવતની સાથે મળતો આવે[૭] છે."

ગુજરાતમાં કબીરસંપ્રદાય સુરતમાં સં. ૧૭૬૫માં ઐતિહાસિક પ્રમાણોરૂપે "પંજાઓ" પરથી સ્થાપાયેલો એવું અનુમાન છે. પણ એનીય પહેલાં કદાચ "સં. ૧૫૭૫ અને સં. ૧૬૮૦ની વચ્ચે" એનું સાંપ્રદાયિક સ્થાપન ગુજરાતમાં કેમ નહીં હોય? આ રીતે સુરત પછી ભરુચ, વડોદરા, ખંભાત, અમદાવાદ, નડીઆદ, મોરબી, જામનગર, ભાવનગર, રાજકોટ અને જૂનાગઢમાં ધરમદાસી શાખાનો કબીરપંથ ગાદીરૂપે પ્રસરે છે. તો સુરતગોપાલી શાખા પણ વડોદરા, સુરત, અમદાવાદમાં એ પછી સ્થિર થાય છે. બન્ને શાખાનો આદિગ્રંથ તો "બીજક" જ છે. પણ ધરમદાસીઓ "ત્રીજ્યા-ટીકા" અને સુરતગોપાલીઓ "આદી ટીકા" ને અનુસરે છે.

કબીરના શિષ્યોએ અનેક પંથો અને મતો પણ ચલાવ્યા છે. એ લગભગ ૪૦ જેટલા થાય છે[૮] આવા અનેક સંતમતો અને સંપ્રદાયોનાં ભજનોએ કબીરના વ્યક્તિત્વને લોકહૃદયમાં માનાર્હ અને પૂજાર્હ બનાવ્યું છે.

---

૭: કિસનસિંહ ચાવડા. કબીર સંપ્રદાય પૃ: ૧૪૧.

૮. ઉદાસીપંથ, દાદુપંથ, વૈષ્ણવીપંથ, સતનામી પંથ ગુલાલદાસી પંથ
ગરીબદાસીપંથ, પાનદાસીપંથ, દરિયાપંથ—બિહાર,
ચરણદાસી પંથ, ચારીપંથ, ધીસાપંથ.
દરિયા ને રાજપુતાનાના દરિયાસાહેબનો, લિખપંથ, નિર્મલાપંથ, સતનામીપંથ, રાધાસ્વામી સંપ્રદાય, નામદેવીપંથ, પીપાપંથ, રૈદાસીપંથ, ધન્નાપંથ, દુલમીપંથ, મલ્લાપંથ, નિરંજનીપંથ, સેનાપંથ, ગુલાબપંથ, નિરંજનીપંથ, દરવેશીપંથ, નારાયણીપંથ, વૃંદાવનીપંથ, ~~ગણેશપંથ, જાગોપંથ~~, ગણેશપંથ, જાગોપંથ, સુરતપંથ, મલ નિરંજનીપંથ, ટકસારીપંથ, ભગવાનપંથ, કમાલપંથ, કમાલીપંથ, રામકબીરપંથ પ્રેમપંથ, જીવાપંથ, દેવીપંથ——

"કબીરસંપ્રદાય"ને આધારે પૃ. ૧૩૬-૧૩૭.



આવા મહાન પ્રતિભાવંત કબીરના ભજનસૃષ્ટિનું ઊડતી નજરે અવલોકન કરવું
૧ જરૂરી છે. ગુજરાતમાં કબીરની અનેક દૃષ્ટાંતાત્મક પંક્તિઓના અનુલક્ષમાં આ
અવલોકન સીમિત કર્યું છે. રાષ્ટ્રીય હિંદીરૂપ પામેલાં ભજનો પણ ગુજરાતમાં છે.



કબીરના ભજનોમાંથી કેટલીક લાક્ષણિક પંક્તિઓ આપણે જોઈએ:

ક્યારેક ઇન્દ્રિયાતીત અનુભૂતિના સત્ય સમી પરમ સૌંદર્યમયી આનંદનગરીનું અલૌકિક દર્શન કબીર કરે છે. જ્યાં પરમાત્માનો વાસ છે:

"નૈહરવા હમકો નહિં ભાવે.
સાંઇકી નગરી પરમ અતિ સુંદર જહઁ કોઇ જાય ન આવે,
ચાંદ સૂરજ જહઁ પવન ન પાની, કો સંદેશ પહુંચાવે,
દરદ યહ સાંઇકો સુનાવે."

આવા તત્ત્વાન્વેષી પાસેથી સૂરદાસ કે મીરાં જેવું આત્મસમર્પણ છે. પણ
૧ પદાવલિનું મૃદુ લલિતમનોહર ગુંજન બહુ નથી. જ્ઞાન અને નીતિની
ભક્તિમયી રહસ્યાત્મક ભજનવાણીનો એ ઉદ્ગાતા છે.

નિર્ગુણવાદી કબીર સૂફીમતના પણ એટલા જ મર્મગ્રાહી જ્ઞાતા છે.
૧ એની પ્રેમભક્તિથી મહેકતી પંક્તિઓમાં એનું આપણને ભાન થાય છે.

ફારસીમાં સૂફીનો અર્થ થાય છે – સફેદવસ્ત્ર પહેનાર. આ શ્વેત રંગની પવિત્રતા ગાવા જ કબીરે એણે ગાયું છે:

"ઝીની ઝીની બીની ચદરિયા.....
કાહેકા તાના કાહે કે ભરની, કૌન તરસે બીની ચદરિયા...
સો ચાદર સુર નર મુનિ ઓઢી, ઓઢી કૈ મૈલી કીની ચદરિયા
દાસ "કબીર" જતન સે ઓઢી, જ્યોં કી ત્યોં ધરિ દિની ચદરિયા"

કબીરે પ્રિયતમભાવે પરમને આરાધ્યો હોય એવાં ભજનો મળે છે:

"કબીર રેખ સિંદૂર અરુ કાજર દિયા ન જાય,
નૈનન પ્રીતમ રમિ રહા, દૂજા કહાઁ સમાય".

"કેહિ બિધિ સસુરે જાવું મોરિ સજની।
બિરહા જિયરા સતાવે, બિષયરસ નાચ નચાવે"

"હરિરસ પીયા જાનિયે, કબહુ ન જાય ખુમાર.
મૈમન્તા ઘૂમતા ફિરે, નાહીં તનકી સાર".

પ્રિયા – પરમાત્માને પામવા આત્માપ્રેમની ખુમારી અનુભવે છે. આ ખુમારીમાં તીવ્રતા, મસ્તી જેટલી ગહન, એટલો આનંદાનુભવ અપૂર્વ રહે છે. પરિણામે સંસારની વિસ્મૃતિ અને દેહભાનનું જ્ઞાન નષ્ટ થતાં, અને અનંત પ્રેમનો સાક્ષાત્કાર થતાં બંદાને ખુદાનું એકીકરણ થઇ જાય છે. આવી પ્રેમધુનને સૂફીઓ "લો" કહે છે. પ્રેમના કર્મ-મર્મ ને હાર્દ તત્ત્વથી જ માશૂક સમ પરમાત્માને પ્રેમી ભક્ત આરાધે છે. માશૂક માટે પછી જાનકુરબાની કરવાને ભક્ત તત્પર બની રહે છે। આનંદનો શરાબપિયાલો જાણે મસ્તીની સુરાહી બની જાય છે। જાણે પરમતત્ત્વરૂપ માશૂકના હાથનો શરાબ – પીવાની લગન ભક્તને જાગે છે। આવી સૂફીતાની દિવ્યાનુભૂતિ કબીરને પણ લાધી છે. બંદા અને ખુદાના નૂરની અગાધ વ્યક્ત કરતી મસ્તાન મનોદશા કબીરમાં છે :

"હમ સબ માંહિ, સકલ હમ માંહી, હમ બે ઔર દૂસરા નાંહી.
તીન લોકમેં હમારા પસારા, આવાગમન સબ ખેલ હમારા."

અને નિર્ગુણ બ્રહ્મની સૂફીવાદ સાથે સમન્વય સાધતી ઉક્તિ પણ આ પદમાં મળે છે :

"ખટ દરસન કહિયત હમ ભેખા, હમ હી અતીત રૂપ નહીં રેખા.
હમહીં આપ કબીર કહાવા, હમહીં અપના આપ લિખાવા."
"તેરા સાહિબ હૈ ઘટ માંહિ, બાહર નૈના ક્યોં ખોલે?
દરિયાવ કી લહર દરિયાવ હૈ જી,
દરિયાવ ઔર લહર મેં ભિન્ન કોયમ."
"આઠ હું પહર મતવાલ લાગી રહે,
આઠહુ પહર કી છાક પીવે,
આઠહું પહર મસ્તાન માતા રહે,
બ્રહ્મ કી છૌલ મેં સાધ જીવૈ."

## -: ગોરખ અને કબીર :-

કબીરે ગોરખનાથનાં વાક્યાંશો અને પંક્તિઓ મહદ્દશે નહીં જેવા ફેરફાર સાથે અપનાવી લીધેલાં છે.

૧. ગોરખ : નીઝર ઝરણે અમીરસ પીવણાં ષટદલ બેધ્યા જાઇ,
ચંદ બિહૂણાં ચાંદિણાં, તહાં દેખ્યા શ્રી ગોરખ રાઇ.[૯]

કબીર : મન લાગા ઉનમન્ન સૌં, ગગન પહુંચા જાઇ,
દેખ્યા ચંદ બિહૂણાં ચાંદિણાં, તહાં અલખ નિરંજન રાઇ.[૧૦]

૨. ગોરખ : હિન્દુ ધ્યાવૈ રામ કો મુસલમાન ખુદાઇ,
જોગી ધ્યાવૈ અલખ કૌ, તહાં રામ અછૈ ન ખુદાઇ[૧૧]

કબીર : હિન્દુ મૂએ રામ કહિ, મસુલમાન ખુદાઇ,
કહૈ કબીર સો જીવતા, દુહ મેં કદે ન જાઇ[૧૨]

૩. ગોરખ : તત વેલી લો તત વેલી લો, અવધૂ ગોરખનાથ જાંણી.
ડાલ ન મૂલ પહુપ નહીં છાયા, બિરધિ કરૈ બિન પાણી   ટેક
કાયા કુંજર તેરી બાડી અવધૂ, સતગુરુ બેલિ રૂપાણી
પુરિષ પણિતી કરૈ ધણિયાણીં, નીકૈ બાલિ ધારિ અણી
મૂલ બેધ્યા જેધ્યા સસિહર અવધૂ, પાંન બેધ્યા જેધ્યા ભાંણ.
ફૂલ બેધ્યા જેધ્યા પુનિમ ચંદા, જોઉ જોઉ જાણ સુજાણ
વેલડિયાં દો લાગી અવધૂ ગગન પહુંતી ઝાલ ।
જિમ જિમ વેલી દાઝબા લાગી, તબ મેલ્હૈં કૂંપલ ડાલા.
કાટત વેલી કૂંપલ મેલ્હી સીંચનડાં કુમલાયે
માછિંદ્ર પ્રસાદે જતી ગોરખ બોલ્યા, નિત નવેલડી થાયે.[૧૩]

---

૯. ગોરખબાની સબદી – ૧૭૧ પૃ: ૫૮
૧૦. ક. ગ્ર. ૯મી સાખી પૃ: ૧૩
૧૧. ગો. બા. સબદી ૬૯ પૃ: ૨૫
૧૨. ક. ગ્ર. સાખી ૭ પૃ: ૬૪
૧૩. ગો. બા. પદ ૧૭ પૃ: ૧૦૬–૮

કબીર: રાંમગુન બેલડી રે અવધૂ ગોરખનાથી જાંણી
નાંહિ સરૂપ ન છાયા જાકે બિરધ કરૈ બિન પાંણી ટેક.
બેલડિયા દોઈ અણી પહૂંતી, ગગન પહૂંતી સૈલી
સહજ બેલિ જબ ફૂલણ લાગી, ડાલી કૂપલ મેલ્હી.
મન કુંજર જાઇ બાડી બિલંબ્યા, સતગુરુ વાહી બેલી
પંચ સખી મિલિ પવન પયંપ્યા, બાડી પાંણિ મેલ્હી.
કાટત બેલી કૂપલ મેલ્હી, સીંચતાડી કુમિલાણી.
કહે કબીર તે બિરલા જોગી, સહજ નિરંતર જાણી.[૧૪]

૪. ગોરખ: ગ્યાંન ગુરૂ દોઉ તૂંબા અમ્હારે, મનસા ચેતનિ ડાંડી
ઉનમની તાંતી બાજન લાગી, યહિ બિધિ તૃષ્ણાં ખાંડી[૧૫]
કબીર: ચંદ સૂર દોઇ તૂંબા કરિહૂં, ચિત ચેતનિ કી ડાંડી
સુષમન તંતી બાજણ લાગી, ઇહિ બિધિ ત્રિષ્ણાં ખાંડી[૧૬]
૫. ગોરખ: અવધૂ યો મન જાત હૈ, યાહી તૈ સબ જાંણિ
મન મકડી કા તાગ જ્યૂં, ઉલટી અપૂઠો આંણિ.[૧૭]
કબીર: મન કે મતે ન ચાલિયે, છાડિ જીવ કી બાંણિ.
તાકૂ કેરે સૂત જ્યૂં, ઉલટિ અપૂઠા આંણિ.[૧૮]

-: જૈન મુનિ રામસિંહ અને કબીર :-

વિક્રમની ૧૧મી શતાબ્દીમાં જૈનમુનિ રામસિંહ થયેલા અને એની રચના "પાહુડ દોહા" એક પદ્ય સ્વરૂપની મળી આવી છે. એની અને કબીરની રચનાઓમાં કેટલુંક સામ્ય દેખાય છે.

---

૧૪. ક. ગ્ર. પદ ૧૬૩ પૃ: ૧૪૨
૧૫. ગો. બા. પદ ૧૬ પૃ: ૧૦૬
૧૬. ક. ગ્ર. પદ -૧૬૬ પૃ: ૧૫૪.
૧૭. ગો. બા. સબદી - ૨૩૪ પૃ: ૭૪
૧૮. ક. ગ્ર. પૃ: ૨૮

૧. જૈન મુનિ રામસિંહ: વંદહુ વંદહુ જિણુ ભણઇ કો વંદઉ ઇત્થુ.
ણિયદેહાહિં વસંત યહં જઇ જાણિઉ પરમત્થુ.[19]

કબીર: મેરા મન સુમિરૈ રામકૂં, મેરા મન રામહિં આહિ
અબ મન રામહિં હ્વૈ રહા, સીસ નવાવૌં કાહિ[20]

૨. જૈન મુનિ રામસિંહ: હઉં સગુણી પિઉ ણિગ્ગુણઉ ણિલ્લક્ખણુ ણીસંગુ
એકહિં અંગિ વસંત યહં મિલિઉણ અંગહિં અંગુ.[21]

કબીર: જા કારણિ મૈં ઢૂંઢતા, સનમુખ મિલિયા આઇ
ધન મૈલી પિવ ઉજલા, લાગિ ન સકૌં પાઇ.[22]

૩. જૈન મુનિ રામસિંહ: મુંડિય મુંડિય મુંડિયા, સિરુ મુંડિઉ ચિત્તુ ણ મુંડિયા
ચિત્તહ મુંડણુ જિં કિયઉ, સંસારહ ખંડણુ તિં કિયઉ[23]

કબીર : કેસોં કહા બિગાડિયા, જે મૂંડે સૌ બાર
મન કૌં કહીં ન મૂંડિયે, જામૈં બિષૈ બિકાર.[24]

---

૧૯. જિન કહે છે વંદના કરો, વંદના કરો. પણ જો પોતાના શરીરની અંદર નિવાસ કરતા વાળાને જ તત્ત્વતઃ જાણી લીધો તો પછી ભલા, કોની વંદના કરવી. – પાહુડ દોહા, કારંજા જૈન સીરીજ, દોહા-૪૧ પૃઃ ૧૪ અને વધુ માટે જુઓ દોહા ૧૪૧ પૃઃ ૪૨.

૨૦. મારું મન રામનું સ્મરણ કરતાં કરતાં સ્વયં રામ-સ્વરૂપ થઇ ગયું તો હવે ભલા હું કોની આગળ માથું નમાવું." ક. ગ્રં. સાખી ૮, પૃઃ ૫

૨૧. હું સગુણ છું, પણ મારો પ્રિયતમ નિર્લક્ષણ અને નિઃસંગ છે. જેના એક જ અંગ અથવા કોઠકમાં રહેવા છતાં પણ હું તેને પોતાના અંગ સાથે મિલાવી ન શકી.— પા. દો. દોહા ૧૦૦ પૃઃ ૩૦

૨૨. જેને હું શોધતી ફરી તે સામે આવીને મળી ગયો તો તેના ચરણને વંદન ન કરી શકી. કારણ પિયુ ઉજ્જ્વલ નિર્મળ હતો હું કાળી મેલી હતી —ક. ગ્રં. પૃઃ ૧૫ સાખી : ૨૬.

૨૩. અરે મુંડન કરાવીને મૂંડાવ્યું, પણ જેણે ચિત્ત નથી મુંડાવ્યું તેણે કંઇ – મુંડાવ્યું નથી. જેણે ચિત્તને મુંડાવ્યું છે તેણે સંસારનું પણ ખંડન કરી નાખ્યું છે.—પા. દો. દોહા ૧૩૫ પૃઃ ૪૦

૨૪. તારા માથાના વાળે તારું શું બગાડ્યું છે, જેને તું સેંકડો વાર મુંડાવતો રહ્યો છે. તું તારા મનને મુંડતો નહીં રહે તો સાંસારિક વિષયોના અનેક વિકારોથી ભરેલો છો, જેનું મલિન હોવું જ સર્વ અનર્થોનું મૂળ છે. ક. ગ્રં. સાખી ૧૨, પૃઃ ૪૬

## -: જૈનમુનિ યોગેન્દુ અને કબીર :-

વિક્રમની ૧૧મી શતાબ્દીમાં થયેલા જૈન મુનિ યોગેંદુ "યોગસાગર"નામે ગ્રંથના કર્તા હોવાનું માનવામાં આવે છે. તેમણે યોગ સાધનાના મર્મ બતાવતાં એક સ્થળે કહ્યું છે :

> જૈ઼હઇ મણુ વિસયહરમઇ, તિમિ જઇ અપ્પ મુણેઇ
> જોઇ ભણઇ હો જોઇ યહુ, લહુ ણિવ્વણુ લહેઇ[25]

: હે યોગીઓ, જે પ્રકારે મન સાંસારિક વિષયોમાં રમી રહે છે તેવી રીતે જો આત્મતત્ત્વમાં રમી રહે તો નિર્વાણ બહુ જ શીઘ્ર મળી રહે.:

આ સાથે કબીરજી સાખી સરખાવવા જેવી છે :

> જૈસેં માયા મન રમૈં, યૂં જે રામ રમાઇ,
> તારામંડલ છાડિ કરિ, જહાં કેસૌ જહાં જાઇ[26]

: જે પ્રકારે મન માયામાં રમી રહે છે તેમ જો મન રામમાં લીન થઇ જાય તો ભવચક્રથી મુકત થઇને મન પરમાત્માને પ્રાપ્ત કરી લે.:

## -: ઢોલા મારુના દુહા અને કબીર. :-

ઇશ્વર પ્રત્યેની તડપન વ્યકત કરતી કબીરની ઉકિતઓમાં ઢોલા મારુના દુહા સાથે નોંધપાત્ર સામ્ય મળે છે.

૧. ઢોલા મારુના દુહા: પિય હઉં થકિકય સયલુ દિણુ, તુઇ વિરહગ્નિ કિસંત
> થોડઇ જલ જિમ મચ્છલિય, તલ્લોવિલ્લ કરંત[27]

---

૨૫. હિન્દી કાવ્યધારા – કિતાબ મહલ, ઇલાહાબાદ પૃ: ૨૫૧ પરથી ઉધ્ધૃત.

૨૬. ક. ગ્રં. સાખી ૨૪ પૃ: ૬

૨૭. હે પ્રિયતમ, હું તારી વિરહાગ્નિમાં આખો દિવસ બેચેન રહી મારી દશા થોડાં જલની માછલી જેવી તડપનની છે.
– 'ઢોલા મારૂ રા દોહા', નાગરી પ્રચારિણી સભા પૃ: ૧૫૨

કબીર: હે કેશવ હું તારા વિરહમાં આ પ્રકાર તડપી રહી છું જેમ છીછરા પાણીમાં પડેલી માછલીનું પેટ પાણીથી ન ભરાતાં એ પાણી માટે તલસે તેમ——ક. ગ્રં. પદ: ૧૧૬.

કબીર: ઓછે જલિ જૈસે મછિકા, ઉદર ન ભરઇ નીર
ત્યું ઈ તુમ્હ કારનિ કેસવા, જન તાલાવેલી કબીર.

૨. ઢોલા મારુના દુહા: રાતિ જુ સારસ કુરલિયા, ગુંજિ રહે સબ તાલ.
જિણકી જોડી બીછડી, તિણકા કવણ હવાલ.[28]
કબીર: અંબર કુંજાં કુરલિયાં, ગરજિ ભરે સબ તાલ
જિનિ પૈં ગોવિંદ બીછુટે, તિનકે કૌણ હવાલ[29]

૩. ઢોલા મારુના દુહા: યહુ તન જારી મસિ કરું, ધૂંઆ જાઇ સરગ્ગિ.
મુઝ પ્રિય બદલ હોઇ કરિ, બરસિ બુઝાવઇ અગ્ગિ[30]
કબીર: યહુ તન જાલૌં મસિ કરું, જ્યૂં ધૂવાં જાઇ સરગ્ગિ
મતિ વૈ રામ દયા કરૈ, બરસિ બુઝાવે અગ્ગિ[31]

૪. ઢોલા મારુના દુહા: સુપનઇ પ્રીતમ મુઝ મિલ્યા, હું લાગી ગલિ રોઇ
ડરપત પલક ન ખોલહી, મતિ હિ બિછોહઉ હોઇ[32]
કબીર: કબીર સુપિનૈ હરિ મિલ્યા, સૂતાં લિયા જગાઇ
આંખિ ન મીચૌં ડરપતા, મતિ સુપનાં હ્વૈ જાઇ.[33]

૫. ઢોલા મારુના દુહા: પ્રીતમ તોરઇ કારણઇ તાતા ભતિ ન ખાહિ
હિયડા ભીતર પ્રિય બસઇ, દાઝણતી ડરપાહિ[34]

---

૨૮. રાતે જેમ સારસ કરુણ સ્વરે ગાઇ છે ત્યારે જેમ આખું સરોવર ગુંજી ઊઠે છે તો જેની જોડી જુદી પડી છે તેની શી દશા—એજન પૃ: ૧૭.

૨૯. આકાશમાં ઉડતાં કુંજ પક્ષીના ચિત્કારથી સરોવર ભરાઇ ગયું જેને ગોવિંદ સાથે વિયોગ છે તેની શી દશા ક.ગ્રં. સાખી ૨, પૃ: ૭

૩૦. દુહા–૧૮૧.

૩૧. ક.ગ્રં. સાખી: ૧૧, પૃ. ૮.

૩૨. દુહા–૫૭૨.

૩૩. કબીર ગ્રંથાવલી સાખી: ૬. પૃ. ૭૯.

૩૪. દુહા – ૧૬૦.

કબીર: કબીર હરિ કા ડરપતાં, ઊન્હા ધાન ન ખાઉં
હિરદા ભીતરિ હરિ બસૈ, તાથૈ ખરા ડરાઉં[35]

ઢોલા મારુના દૂહા: અકથ કહાણી પ્રેમકી, કિણસૂં કહી ન જાઇ,
ગૂંગા કો સુપના ભયા, સુમર સુમર પિછતાઇ[36]

કબીર: અકથ કહાંણી પ્રેમકી, કછૂ કહી ન જાઇ
ગૂંગે કેરી સરકરા, બૈઠે મુસકાઇ[37]

## મધ્યકાલીન મુસ્લિમ કવિઓ અને કબીર

પૂર્વકાલીન મુસ્લિમ કવિઓનાં પદોનો પડઘો કબીરમાં ઠેકઠેકાણે સંભળાય છે. એમાંના ઘણા કવિઓ છે:

૧. જલી યાદ કી કરના હર ઘડી, યક તિલ હુજૂર સેં ટલના નઇ,
ઉઠ બૈઠ મેં યાદ સેં યાદ રહના, ગવાહદાર કો છોડ કે ચરના નઇ[38]
— શેખ ફરીદુદ્દીન શકરગંજ : સં. ૧૨૩૦ – ૧૩૨૫:

૨. સજન સકારે જાયગે ઔર નૈન મરેંગે રોય
બિધના ઐસી રૈન કર, ભોર કભી ન હોય.[39]
—શેખ શરફુદ્દીન બૂ અલી કલંદર : મૃત્યુ સં. ૧૩૮૦:

૩. ગોરી સોવે સેજ પર, મુખ પર ડારે કેશ,
ચલ ખુસરો ઘર અપના, રૈન ભઇ ચહુદેશ[40]
~~અમીર ખુસરો: સં. ૧૩૧૦–૮૨: દિલ્હી:~~

---

૩૫. ક. ગ્રં. સાખી ૭ પૃ: ૪૯.
૩૬. ~~ક. ગ્રં. સાખી~~ દૂહા –૨૦૧.
૩૭. ક. ગ્રં. ૪૬ –૧૫૬.
૩૮. નાગરી પ્ર. પત્રિકા પૃ: ૩૯૦, ૩૯૯ તથા ૪૦૧–૨
૩૯. ડૉ. બાબુરામ સકસેના દક્ખિની હિંદી પૃ. ૩૧
(શેખ શરફુદ્દીન બૂ અલી કલંદર)
૪૦. નાગરી પ્ર. પત્રિકા ભાગ : ૨, પૃ. ૩૨૪

૪. તનમન ચોઝર તુઝ બિન, કચસુ કલા મલાન
તે પર આવે મંજિર ના જિન્હ પર સાઇ નાન[૪૧]

— હિસામુદ્દીન માનિકપુરી : મૃત્યુ સં. ૧૫૦૬:

૫. કાલા હંસા નિરમલા, બસે સમંદર તીર
પંખ પસારે બિખ હરે, નિરમલ કરે સરીર[૪૨]

— શેખ શરફુદીન અહમદ મુનીરી: મૃ. સં. ૧૪૩૭: — રાજગૃહ.

—: <u>મહારાષ્ટ્રી સંતો અને કબીર</u>[૪૩]: —

મહાનુભાવ પંથના પ્રવર્તક ચક્રધરની ગણીગાંઠી રચનાઓ મળે છે. એમની કેટલીક કબીરની રચનાઓ સાથે મળતી છે.

---

૪૧. કરન્ટ સ્ટડીઝ, પટણા કોલેજ, મે, ૧૯૫૩, પૃ: ૨
૪૨. હાસિમ મુહમ્મદ ખાં શીરાની : પંજાબ મેં ઉર્દૂ લાહોર, પૃ: ૧૯૬.
૪૩: કબીરના જીવન સંબંધી અનેક દંતકથાઓ અને પ્રસંગોનું આલેખન અનુગામીઓએ કર્યું છે એમના ૧. નાભાદાસ : સં. ૧૬૪૨: ૨. અનંતદાસ: સં. ૧૬૪૫: ૩. ધ્રુવદાસ : સં. ૧૬૯૮: ૪. મુકુંદ : ગુજરાતી: : સં. ૧૭૦૮: ૫. પ્રિયાદાસ: સં. ૧૭૬૯: ૬. રાઘોદાસ : સં. ૧૮૬૧: ૭. રઘુરાજસિંહ : સં. ૧૮૮૦–૧૯૩૬:
— આપણને આ પરથી કબીરના ઐતિહાસિક વ્યક્તિત્વની માત્ર ઝાંખી થાય છે. અહીં અબુલ ફજલ : સં. ૧૬૫૫: , અબ્દુલહક અને સુજાનરાય આદિ ઇતિહાસકારોને પણ કબીરના જીવનસંબંધી ઉલ્લેખ કરનાર તરીકે સ્મરવા ઘટે છે. ધાર્મિક ઇતિહાસના આધુનિક સંશોધકોએ પણ કબીરના વ્યક્તિત્વનો પરામર્શ દંતકથાઓ અને પ્રસંગોથી ધર્મપ્રચારક તરીકે કરાવ્યો છે. વાસ્તવિક સત્યો સંશોધનની એરણ પર ચડાવનાર એ લેખકો આ રહ્યા: વિલ્સન : સં. ૧૯૦૩: અક્ષયકુમાર દત્ત : સં૧૯૪૦: , ડો. ભાંડારકર: સં. ૧૯૭૦: , ડો. ફર્કુહર : સં. ૧૯૭૭: , આચાર્ય ક્ષિતિમોહન સેન: સં. ૧૯૮૬: વગેરે કબીરના જીવનચરિત્રનો ગંભીર અને નિષ્ઠાપૂર્વકનો પ્રયત્ન કરનારા પણ છે.:
હરિઔધ : સં. ૧૯૭૨: ડો. શ્યામસુંદર દાસ : સં. ૧૯૮૫: , ડો. મોહનસિંહ : સં. ૧૯૯૧: , ડો. પીતાંબરદત્ત બડથ્વાલ: સં. ૧૯૯૩: , ડો. હજારીપ્રસાદ દ્વિવેદી : સં. ૨૦૦૭: અને ડો. રામકુમાર વર્મા: સં. ૨૦૦૦: , ડો. ભટનાગર: સં. ૨૦૦૭: અને શ્રીવાસ્તવ: સં. ૨૦૦૮:

વારકરી સંપ્રદાયના સુપ્રસિધ્ધ જ્ઞાનેશ્વર :સં. ૧૩૩૨–૫૩: ની એક હિંદી રચના ગ્રંથસાહેબમાં જળવાયેલી છે. નામદેવ પણ જ્ઞાનેશ્વરના સમકાલીન હતા. તેમની રચનાઓ પણ ગ્રંથસાહેબમાં સચવાયેલી છે. વળી નામદેવ અને મહાનુભાવ પંથના કૃષ્ણમુનિએ ઉત્તર ભારત અને પંજાબ – પ્રાંતમાં મત–પ્રવર્તન કરેલું. નામદેવના સાથી ત્રિલોચનની રચના વિશેનો ઉલ્લેખ "આદિગ્રંથ" અને કબીરની રચનાઓમાં મળે છે.